

બઆમે ખુદા.

આલફ્રેડ નાટક મંડળીએ

પોતાના મુનશી આગા મહમદશાહ "હશ્ર" પાસે લખાવેલા

# મારે આસતીં

નામના, નવા ઉર્દુ ખેલનો સાર,

તથા એ ખેલમાં ગવાતાં ગાયણો.

છપાવી પ્રસિદ્ધ કરનાર


આલફ્રેડ નાટક મંડળીના માલેક

કાવસજી પાલનજી ખટાઉ.





નકલ ૩૦૦૦.

તા૦ ૧૬ મી નવેમબર ૧૮૯૯.

કીંમત ત્રણ આના.




# બનામે ખુદા.

—:o:—

## પ્રસ્તાવના.

કીરતારની કરમ બખ્શેશના શુકર ગુજારૂં છું. બાદ અદના સેવકને આસરો આપનારી આલમનો પણ આભાર માનવો વાજબી વીચારૂં છું.

તે રેહેમવંત રોજીરસાંએ પોતાના અખુટ ખજાનામાંથી બખ્શેશના તેજસ્વી કીરણનું એક નીરજીવ ઝરણ મુજ સીહાબખ્ત ઉપર ફેંક્યું, કે જેથી આયે ખાકસાર છેલ્લા અઢાર માસની ટુંક મુદતમાં અતી જહેમત સાથે ચોથીવાર પોતાની કમતાકાત કોશેશનું પરીણામ પ્રીય પ્રજા સનમુખ રજુ કરવા નશીબવાન થયો છે.

મારાં આગલા ત્રણે નાટકો માહશુર શેકસપીયરના નાટકો માહેલાં હતા અને હજી પણ એજ માહાશુરનાં બીજા નાટકો ભજવી બતાવવાનું સેવકે હેયે ધર્યું હતું, પણ મારા કેટલાક અંગત મીત્રો તેમજ ખ્યરખ્વાહો તરફથી વાજબી સલાહ મલી કે એકજ લખનારના તથા એકજ ઢપના નાટકો કીધાથી કદાચ જોનારી આલમ કંટાલી જશે, માટે એકાદ બે ખેલો જુદીજ રચનાનાં તથા નવાજ ઢંગના કરવાથી જોનારની આંખોથી ઉપલો કચવાત દુર થશે જે સલાહને માન્ય કરી આ મારો ચોથો નાટક શેકસપીયર પરથી નહી પણ "બ્રીતીશ ડ્રામા" માહેલા "એડીલાઇન" નામના નાટક પરથી મેં રચ્યો છે.

સેવકને પોતાની અદના શકતી તથા કમબીનીથી એ નાટક સારો, સંગીન, તથા નીતીમાન લાગો છે, જેથી તેને સજવા તથા સનગારવાની મારી જોઇતી ફરજ મેં અદા કીધી છે. પણ તેથી કાંઇ હું એમ કહેવાની હીમત કરતોજ નથી કે એ નાટક નીશકલંક તથા ફતેહમંદ યા વખાણુને લાયક છે. પોતાની માને કોઇ ડાકણ કહેતું નથી તથા પોતાની વસ્તુને કોઇ વગોવતું નથી છતાં મારા માલપર જો હું

મુસ્તાક રહું તો હું પોતાને મુરખો ગણું અને તેથીજ તે ફતેહ અને ફીરોઝીના બખ્શનારની મહેરબાનીથી મેં જે નજીવો નાટક નામે "મારે આસ્તીં." (બોંહેનો સાંપ) તૈયાર કીધો છે તેને કદરદાન આલમની પસન્દગી પર મુકું છું.

નાટકની સીનરીના બાબમાં બે બોલ બોલવાની લાલચ દુર નહી કરી શકવાથી જણાવાની રજા લઉં છું કે એ ખેલમાં આવતાં મુખ્ય અગત્યના ચાર દેખાવો (જોકે તે કાંઇ ફાટી જતાં હક્તેખાનના યા ચકચકતા કે ઝગમગતા પરસ્તાનના આંખને છક કરી નાખનારા દેખાવો નથી.) મારા મેહેરબાન મીત્ર "કવી ફોટોગ્રાફર" મી૦ શાહપુર એન. ભેદવારે વગર સ્વાર્થે તથા કસા પણ લાભ વગર ખંતભરી કાલજીથી તથા સંપુરણ દેખરેખ નીચે તૈયાર કરાવ્યા છે એ દેખાવો ફકત કલ્પના શકતીથી કીધા નથી પણ એ દેખાવો ઇંગલંડની સ્ટેજ પર અને તે વલી નામીચા આરટીસ્ટોને હાથે થયા છે જેના ડીજાઇનો મી૦ ભેદવારે ખાસ સેવક માટે ત્યાંથી મંગાવી પોતાની દેખરેખ હેઠલ મી૦ પેસતનજી માદન, તથા મી૦ એડવર્ડ રામઝે, નામના આ કંપણીના જુના અને જાણીતા પેન્ટરોને હાથે આએ ખેલ માટે બનાવ્યા છે. જેમાં એ કવી ફોટોગ્રાફરે હીંદી નાટક તખ્તા ઉપર ઉત્તમ, અનુસરતી, અને લાયક ટેસ્ટની હુનરમંદી દેખાડી માત્ર જસ મેલવવાનીજ નેમ રાખી છે જેમ કરી વગર સ્વાર્થે પોતાના કીંમતી વખતનો ભોગ આપી સેવક ઉપર બેહદ ઉપકાર કીધો છે.

મારાં આગલા ત્રણે નાટકો મેં ચાર યા સાડાચાર માસને અંતરે રજુ કીધાં હતા. પણ આ ચોથો નાટક નજદીક સાડાસાત માસે રજુ કરવામાં સેવકે સરયામ આલસાઇ તથા બેપરવાહી કીધી છે, પણ તેમાં હું તે કીરતારની બખ્શેશના શુકર ગુજારું છું કે મારા "મુરીદે શકે" ઉપલી મુદત સુધી નહીં ધારેલું ખેંચાણ ચાલુ રાખવાથી મને ઉપલી આલસાઇને વશ થવાની ફરજ પડી છે જે માટે હું દરગુજર ચાહું છું.

તા૦ ૧૬-૧૧-૯૯.

કા. પા. ખટાઉ.

# બનામે ખુદા.

# મારે આસતીં

નામના

## ખેલનો ટુંક સાર.

### અંક પેહેલ્લો.

**પરદો પહેલ્લો**—"સુનેહરી ટોલી"નો મુખી "જાલીમ સીયર" અમીર "મીરજાબેગ"નો ખાસ કારભારી બની તેના નાકનો બાલ થઇ અમીરી મેહેલમાં રહી મનપસંદ ચેહેલ મેહેલ મારે છે. તેના બે ગોઠયાઓ કલ્લન તથા ઝમ્મન તેજ શેહેરમાં મુન્ને નવ્વાબ તથા નન્ને નવ્વાબનું નામ ધારણ કરીને નકલી નવ્વાબ બની ઠાટ માટમાં અમીરના મેહેલ પાસે પડાવ નાખે છે, તથા જાલીમની તાલીમથી અમીરના જીવેજાન મીત્ર બની જાય છે. એ ત્રણે આસ્તીનના સાંપો પોતાની ઝેરી બોલીની અસરથી અમીરની બુદ્ધી ફેરવી તેણા એકના એક પુરા ફરઝન્દ અશરફ સાથ વેરાણ પડાવે છે. જાલીમનો ગોઠીયો કલ્લન વ્યાજખાઉ મારવાડીના લેબાસમાં અમીર પાસે આવે છે અને તેઓએજ જમાવેલી સુનેહરી ટોલી મારફતે અશરફ પાસે દગાથી લખાવેલી એક શાહજોગી ચીઠી બતાવે છે; અને વ્યાજ સાથ કુલ્લે એકવીસ હજારનો દાવો કરે છે. જાલીમનો બીજો ગોઠયો ઝમ્મન એક ગલાફાંસુ ઉઠાઉગીરના લેબાસમાં આવે છે ને અમીરને ભડકાવે છે કે અશરફ મને પૈસાની લાલચે તારૂં ખૂન કરવા ઉસકેરે છે, પણ જાલીમના સમજાવ્યાથી હું એ કામથી પર-

હેજ રહ્યું છું. અમીર મોહબ્બાદાર હોવાથી ઇજ્જતથી ડરી જાલીમના સમજાવ્યા મુજબ તે લોકોને સારી રકમ આપી મનાવે છે. અને અશરફને બોલાવી મંગાવી તેના પર ધીક્કાર વરસાવે છે. સાચ્ચો સુધ્ધો પણ માતાનું છત્તર ખોઇ બેઠેલો અશરફ હીમ્મતથી બાપને વાજબી જવાબ આપે છે. પણ ઉસકેરાયલો અમીર કસો પણ ખુલાસો સાંભલીયા વગર તેને પોતાના મેહેલમાંથી કાહડી મુકે છે. તમામ ઉમ્મર બાપની તાબેદારી તથા ફરમાબરદારીમાં ગુજારેલી હોવા છતાં થોડા દીવસથી બાપના ગુસ્સાનો પોતાને ભોગ થયલો જોવાથી તથા ખરી બીના સમજમાં ન આવવાથી તેમજ બાપે એકાએક અને અચાનક ઘરમાંથી કાહડી મુકવાથી અશરફ તદન નીરાસ બની તે શેહેર છોડી જવાનો પોતાનો વીચાર જાલીમને જણાવે છે. તેમજ થોડા દીવસ થયા "પરવીં" નામની એક માબાપ વનાની નાવારેસ પણ બુદ્ધીમાન નીરધન પણ નીતીમાન છોકરીના પાક પ્યારનો પોતે પુંજારી બન્યો છે. તેની જતન કરવાનું જાલીમ પાસે વચન લે છે. કીનાખોર જાલીમ પોતાની સલાહ પ્રમાણે ચાલવાનો પરવીં ઉપર એક રૂક્કો લખી માંગે છે, અશરફ પોતે તદન નીરાસ તથા બેચેન થઈ ગયલો હોવાથી તેના પર ભરોસો રાખી તેનેજ તે લખવા તથા તે ઉપર પોતે સહી કરી આપવા જણાવે છે. એ તકનો લાભ લઈ જમરૂપી જાલીમ પોતાને મનપસન્દ જુમાની રૂક્કો લખે છે જેની ઉપર અશરફ વગર વાંચવે સહી કરે છે સાથે લાગો જાલીમ એક કાંકરે બે પક્ષી મારવાની નેમથી એક નવું તરકટ રચે છે અને બે કલાકમાં એક વહાણ અદન શેહેર જનાર છે ત્યાં અશરફને ઉપડી જવાની ભલામણ કરે છે, જેની મકસદ એ છે કે અદનમાં જાલીમના બીજા થોડાક સોબતીઓ છે જેની મારફતે અશરફને ઠાર મરાવાની પેરવી રચી આયન્દે બેટાને બાપથી જુદો પડાવાની ધારણામાં ફતેહ પામે છે.

**પરદો બીજો.**—જાલીમ અશરફનો રૂક્કો નીરદોશ પરવીંને આપે છે અને તેણીને ખોટકું સમજાવે છે કે અશરફે ખૂન કીધું જેથી ફાંસીની સજા પામ્યો. પણ જો પચ્ચીસ હજારનો દંડ અપાય તો અશરફ ફાંસી નહી જાય પણ જન્મદેશનીકાળ

થાય. પાઇ-વનાની મુફલેસ પરવીં હેબત ખાઇ જાય છે. જાલીમ એક નવો ફન્દો રચે છે. અને પરવીંને અશરફના બુઢા બાપ સાથ પરણુવાની તથા પલ્લામાં પચ્ચીસ હજાર માંગી તે રકમથી છુપાછુપ અશરફને છોડવવાની સલ્લાહ આપે છે. પરવીં પેહેલ્લાં ઉપલી નજીસ સલ્લાહથી કમકમે છે, કકલે છે, તથા જાલીમને ધુતકારે છે; પણ હાવકો જાલીમ તકરારથી તેને માહત કરે છે. આઇન્દા વફાદાર પરવીં દીલથી છુપો ઠેરાવ કરે છે કે અમીર સાથ પરણુવું ને પલ્લાની રકમમાંથી અશરફને છોડવવું પણ પરણુવાની થોડી મીનીટ આગમજ પોતે ઝેર ખાઇ મરવું અને પોતાની ઇજ્જત તથા અસમત બચાવી દુનીયામાં નામ અમર કરવું.

**પરદો તીજો.**—નકલી નવાબો (કલ્લન તથા ઝમ્મન) જાલીમની તાલીમથી રોજ અમીરની મુલાકાતે આવે છે, અને તાલ તલાવટથી બુઢ્ઢા અમીરને બીજી બૈરી કરવા ઉસકેરે છે. જાલીમ પરવીંને દેખાડવા લાવે છે. અમીર તેની ખુબસૂરતીથી અંજાઇ જાય છે ને પરવીંની માંગણી મુજબ તરતજ પચીસ હજારની હુંડી અપાવે છે તેમજ પલ્લાં દાખલ પોતાની કુલ્લે દોલત તથા અસકયામતનું વીલ જે પોતાની આગલી બૈરીના ગુજરવાથી અશરફના નામનુ કીધું છે તે બનતી ઉતાવલે પરવીંના નામ પર ફેરવવાનો જાલીમને હોકમ કરે છે. આંધલો બનેલો અમીર તેજ વખતે મંગની (આદરણી)નું શરબત દોસ્તોને પાવાનુ જાલીમને કહે છે, ને બીજેજ દીને કસી પણ ધામધુમ વગર ઉપલાજ બે દોસ્તોની હાજરીમાં નીકાહ કરી લેવાનુ નક્કી કરે છે. જમરૂપી જાલીમ આટલાં કરતુકોથી ન ધરાતા એક વધુ ગંભીર ગુનાહનો બોજો દાવે છે. જે શરબતના ચાર ગલાસ લાવે છે તેમાંનુ એક ગલાસ ખાસ અમીરને પોતે હાથે આપે છે. કે જેમાં એવી જાતના ઝેરની મેલવણી છે કે તેની ઝેરી અસરથી બરાબર ચોવીસ કલાકે આદમી મરી જાય છે.

**પરદો ચોથો.**—દમડીબેગ નામના એક કંજુસની પચાસ રૂપ્યાની નોટ ગુમ થવાથી તે બેબાખરો બને છે. જે નોટ રૂપા નામના તેના ઘરના એક દૂધવાલાને પાય છે. તે પાછી લાવી આપે છે. રૂપાની ઇમાનદારીથી ખુશી થઇ કંજુસ દમડીબેગ તેને પો-

તાને ત્યાં નોકરી રાખે છે અને તેણે બચપણથી ખરીદી લીધેલી બીજલી નામની એક નાવારેસ દાસીપર ચોરીનો શક હોવાથી તેણી પર દેખરેખ રાખવાનું ઘર સંભાળવાનું તથા સાચ્ચું બોલવાનું કામ સોંપે છે.

**પરદો પાંચમો.**—ફરેબથી ફરેસ્તા ફરે અને પૈસાના પરતાપે પહાડ તૂટે તે કહેતી મુજબ પરવીંને નામે ફેરવાવા કહેલું વસીહત-દગલબાજ જાલીમ વકીલને લાલચ આપી પોતાને નામે લખાવી લાવે છે અને શાદીની અયન વખતે કે જ્યારે શરબત પીધાને લગભગ ચોવીસ કલાક થાય છે ને ઝેરની અસર નસેનસમાં ફરી વલે છે જેથી અમીર બાનભૂલો થાય છે ત્યારે તેને બતાવે છે. અમીરની આંખોમાં અંધારા ફરી વલવાથી તે વગર વાંચવે ઉતાવલમાં તેપર સહી કરી આપે છે. લગનની ક્રીયા થવા આગમજ પરવીં પોતે આપઘાત કરવાની તક સોધે છે તે આગમજ ઝેરની અસર વધવાથી અમીર પોતે અકલાય છે. કુરતાજી જાલીમ તથા નકલી નવાબો ઘરપચમાં જલદી નેકાહ બાંધી દેવા નીકાહખ્વાહને તાકીદ કરે છે. જે વરકન્યાનો હાથ મેલવવા જાય છે તે અગાઉ અમીર તમ્મર આવવાથી જમીનપર પટકાય છે અને મરી જાય છે રંગમાં ભંગ પડે છે અને લગણને ઠેકાણે મરણની ક્રીયાની ઉપલા ત્રણે લુચ્છાઓ તથા ભોલો નીકાખાહ દોડાદોડ કરે છે. વીજલીના પલકારામાં શું બનતા શું બની ગયું એ જોઇ પરવીં બેહોશ થઇ ઉંધે મસતકે જમીન પર પટકાય છે. ખુદા રાખે તેને કોઇ નહી ત્યારે તે કેહેતી મુજબ અશરફ જે અદન જનાર હતો અને જ્યાં તેનું પણ ખૂન થનાર હતું તેના કીનારે જવા પેહેલાં વહાણ ઉપડી જવાથી તે પરવીંના રહેઠાણ તરફ જાય છે, પણ તેની ત્યાં ન મલવાથી જાલીમથી પતો મેલવવાની ઉમેદે તે તેની સોધમાં રાતને વખત છુપા લેબાસમાં પોતાના બાપીકા ઘરનાં બાગમાં દાખલ થાય છે. પણ અકસમાતી કન્યાનાં લેબાસમાં પરવીંને ત્યાં જોઇ અશરફ સુતો સાજ બની જાય છે. વધુ વીગતમાં પરવીંના લગન તેના બાપ સૌથેજ થનાર હતાં એવો સાર મલતાંજ અશરફ ઉસકેરાઇ જાય છે અને પરવીંથી કસો ખુલાસો ન સાંભલતાં તેને તરછોડી તેનો ત્યાગ કરી ત્યાંથી ચાલી જાય છે.

# અંક બીજો.

—:o:—

**પરદો પેહેલો.**—બ્યાજખોર દમડીએગને બાકરમીયાંની બૈરી સલીમાબી મલવા આવે છે અને એક દીવસ અગાઉ બાકર જેને જુગારનો લખ લાગવાથી બ્યાજે રૂપયા માંગવા આવ્યો હતો તેને તે રૂપયા નહી આપવા માટે કરગરે છે, એટલામાં વાયદા મુજબ બાકર રૂપયા લેવા આવે છે સલીમાબી ધણીની અજાણમાં આવેલી હોવાથી ધભરાય છે બીજલી તેને ધીરજ આપી સંતાડે છે. ધભરાટમાં સલીમાનો બુરકો બાહર રહી જાય છે જેની ઉપર બાકરની નજર પડતાં તે ઓલખે છે તથા વેહેમમાં પડે છે અને દમડીથી ખુલાસો પુછે છે. દમડીએગ ઉડાવે છે. રૂપો સાચ્ચું બોલવા માટે નોકરી રહેલો હોવાથી સાચ્ચું કહી ભાંગરો વાટી દીયે છે. બીજલી સમયસુચકતા વાપરી બાકરનો વેહેમ દુર કરવા સલીમાના લેબાસમાં આવે છે અને પેલો બુરકો જે બાકરે પોતાના કબજામાં રાખીયો છે તે પોતાનો જણાવી માગી લે છે. બાકર ચાટ બની જાય છે અને બુરકો આપે છે જે લઇ બીજલી પાછલે રસતે સલીમાબીને તેના કપડાં પેહરાવી તેના ધણીના ઘર પોંહચવા આગમચ મોકલી દે છે. બાકરને હજી શક હોવાથી તે એજ ઠેકાણે પાછો બીજે દીવસે વધુ ખુલાસા માટે મલવાની રૂપા સાથે છુપી ગોઠવણ કરી જાય છે. વગર વીચારે રૂપાએ કરેલાં ઘોંટાલાથી દમડીની હાલત વગર ખાધાની મોરચી જેવી થવાથી દમડી રૂપાને કોઇ બાહણે ખેરવવા બીજલીને ઉસકેરે છે ને તેને હાથે રૂપા પાસ એક વખત જુઠ્ઠું બોલાવા કેહ છે. બીજલી બીડું ઝડપે છે તથા રૂપાને પોતાની બનાવટી મોહોબતમાં ફસાવવાની પેરવી રચે છે.

**પરદો બીજો.**—પરવીંને જે તહેખાનામાં (ભોંયરામાં) કેદ રાખી છે, ત્યાં જાલીમ આવે છે. અને તેણીને પોતાની સુનેરી ટોલીમાં શામેલ થવા તથા દમડીએગને શાદી કરવાપર લલચાવી તેને એજ તહેખાનામાં ઠાર કરવા તથા તેની તમામ દોલત પચાવી પાડવાના કામમાં મદદ કરવા ફુસલાવે છે. મીરજાએ-

ગના મરણ પછી પરવીને જાલીમની ચાલચલન પર શક જાય છે જેથી તે વધુ ગુનાહ કરવા હીંમતથી ના કહે છે. જાલીમ તેને એક દીવસની મુદ્દત વીચાર માટે આપે છે. તથા દમડીએગને પોતે લઇ આવે છે. એમ ચેતાવી જાય છે.

**પરદો તીજો.**—બાકર પોતાની બૈરી સાથ ખરૂં ખોટું કરાવવા દમડી પાસે આવે છે તે પેહેલ્લાં રૂપો બીજલી સાથે પરણવાની લાલચથી જુઠ્ઠું બોલવા કબુલ થાય છે. બાકરના સવાલોનો રૂપો જુઠ્ઠા જવાબો આપે છે બાકર ચાંઇ બને છે. તથા તે ઘેલાની સુઝે પોતાની બૈરીને નકામની રૂસવા કરવા માટે પચતાએ છે. રૂપો જુઠ્ઠું બોલ્યો એ દાવ સાંધી દમડી તેને નોકરીથી કાહડી મુકે છે જાલીમ ત્યાં આવે છે અને કંજુસ દમડીને એક દોલતમંદ બૈરી સાથે પરણાવાની લાલચે ફસાવી લઇ જાય છે.

**પરદો ચોથો.**—જાલીમ દમડીને પરવીંવાલા તહેખાનામાં લાવે છે. પરવીં જાલીમની મરજી વીરૂદ્ધ દમડીને ફજેત તથા રૂસવા કરે છે. બલકે ભેદમાં પોતાપર ગુજરેલી તમામ આફત તથા તેના પોતાપરબી આવનારી આફતનો ઇશારો કરે છે, ચતુર દમડીએગ પામી જાય છે ને જાલીમને પોલીસમાં પકડાવાની ધમકી આપે છે. જાલીમ કલ્લન તથા ઝમ્મન દમડીને ઠાર મારવાને હુમલો કરે છે. બુઢ્ઢો પણ બાવળની ગાંઠ જેવો દમડી, કુનેહથી બેઠક મારી છટકી નાસી જાય છે, જેની અડફટમાં આવવાથી ઝમ્મન જાલીમને હાથે અજાણતાં બેજાન થાય છે, ને ચોરને પોટલે ધૂળની ધૂળ રહે છે.

---

## અંક ત્રીજો.

———:o:———

**પરદો પહેલ્લો.**—મરહુમ મીરજાબેગના એક ઇમાનદાર નોકર મસતાનને જાલીમની ચાલચલણપર શક ઉપજવાથી તે ચતુરાઇથી તેની હીલચાલો ઉપર છુપી નજર રાખે છે. એતેફાક જાલીમ તથા કલ્લનની ખાનગી મસલહત મસતાનના સમજવામાં આવે છે. જેથી તે પરવીંને કેદ રાખેલી જગાની બાતમી મેળવી તેણીને મળે છે. તેમજ પરવીં પાસથી કુલ હેવાલ જાણી તથા દાગાથી અશરફની પાસથી મેળવેલો જાલીમનો રૂકો લઇ અશરફની શોધમાં નીકળે છે. અચાનક બજારમાં અશરફની મુલાકાત થવાથી મસતાન તેને ખરી હકીકત જણાવે છે. તથા પેલો બનાવટી રૂકો બતાવી પરવીં તરફનો તેનો ધિક્કાર દુર કરાવે છે. સેવટે અશરફ તથા મસતાન એક સંપ થઇ પરવીંના છુટકારા માટે કમર કસે છે.

**પરદો બીજો.**—જાલીમનો ભેદભરમ પરવીંએ દમડીબેગને કહેવાથી તથા દમડી જેવો પૈસાદાર શીકાર હાથમાંથી છટકી જવાથી જાલીમ ઉસકેરાઇ જાએ છે. અને વચમાંથી નડતલ કહાડી નાંખવાની મકસદથી પરવીંનું ખુન કરવા ચાહે છે. એટલા મસતાનની મદદ સાથે અશરફ તેણીને મદદે આવી પહોંચે છે. અશરફને જીવતો જોઇ જાલીમ સુનો સાવજ બની જાએ છે. પણ સમયસુચકતા વાપરી તરત કોતવાલને બોલાવી મંગાવે છે. અને અશરફ તથા પરવીંપર અમીરના ખુન કરવાનું તોહમત મુકે છે. મરહુમ અમીર ઘણોજ નામીચા ખાનદાનનો હોવાથી તેના છોકરા અશરફ તથા પરવીંને કોતવાલ ચોકીમાં નહીં લઇ જતાં તેજ મહેલમાં બે જુદા જુદા ઓરડા પસંદ કરી તેઓને નજર કેદ કરી સીપાહીઓનો પહેરો રાખી જાએ છે.

**પરદો ત્રીજો.**—પરવીંને નજર કેદ રાખેલા ઓરડામાં મધરાતની વખતે છાપરાનાં મંગલ્યામાંથી જાલીમ એક ટોપલીમાં બેસી ઉતરી આવે છે. અને સુતેલી પરવીંને જગાડી તેણીને ( પોતે માં-

ડેલા છટકામાં ફસાવા ) પેલી ટોપલીમાં બેસી છાપરાંને રસ્તે કેડે નાસી જવાની ઉલટી સલાહ આપે છે. પરવીં તેનું તરકટ ચેતી જાએ છે અને તેને હરકાટી કાઢે છે. જાલીમે દગાનું બીજું પણ ચોકઠું ગોઠવેલું હોવાથી પરવીં જેવો દરવાજો ખોલી નાંખે છે તેવોજ તે ઓરડા બહાર પેહેરો ભરતા ચોકીદારનું મુરદું પરવીંના બદન પર ઢળી પડે છે કે જે પોહરેદારને જાલીમેજ દારૂમાં ઝેર ભેળીને પાવાથી મરી ગીયો છે. જાલીમ બુમરાણ મચાવી બીજા સીપાહીઓને બોલાવે છે. અને પેલા ચોકીદારના ખુનનું તોહમત પણ પરવીં ઉપર મેલે છે.

**પરદો ચોથો.**—વસીહતનામું જાલીમે એકલાના નામપર ચહડાવ્યાથી તથા કલ્લનથી આજવેર તે વાત છુપાવ્યાથી કલ્લન વેહેમી બને છે. અને તેથી જાલીમ પર કીનો લેવા તે "ક્વીન એવીડન્સ" થઇ. કોતવાલ આગલ બધો ખરો ખુલાસો કરી દીયે છે.

**પરદો પાંચમો.**—અમીરી ખાનદાનના અશરફનો ઇનસાફ અદાલતમાં નહીં કરતાં બાદશાહના ખાસ હોકમથી એ શહેરના એક મોટા મોભાવાલા નવાબના મેહલમાં બંધ બારણે થાય છે. જ્યાં ખરાંનું ખરૂં અને ખોટાંનું ખોટું કસોટીપર પરખાય છે. જાલીમ તથા કલ્લન સુનેરી ટોલીના સભાસદો જાહેર થાય છે. તથા અશરફ અને પરવીં નીરદોશ ઠરે છે. જાલીમને ગરદન મારવાની તથા કલ્લનને જનમ દેશનીકાલની સજા થાય છે. નવાબની નેક ખાહેશથી પરવીં તથા અશરપ લગનના પાક કોલથી બંધાએ છે. ખુશી ખુશાલી વચ્ચે તમાશો તમામ થાય છે.

---

૭૯૮૬

# નાટક પાત્ર.

**મીરઝાબેગ**—એક દોલતમંદ અમીર.
**અશરફ**—મીરઝાબેગનો છોકરો.
**જાલીમ સીયર**—મીરઝાબેગનો કારભારી, સુનેરી ટોલીનો વડો.
**મસતાન**—મીરઝાબેગનો વફાદાર નોકર.
**કલ્લન**—સુનેરી ટોલીનો સાથી.
**ઝમ્મન**— ,,
**નન્ને નવ્વાબ**—કલ્લનનુ નકલી નામ.
**મુન્ને નવ્વાબ**—ઝમ્મનનુ નકલી નામ.
**દમડીબેગ**—એક કંજુસ વ્યાજખોરો.
**બાકર**—એક જુગારી.
**રૂપા**—પ્રામાણીક દુધવાળો, પાછલથી દમડીબેગનો નોકર.
**મુનઉવ્વરખાં**—એક દરજ્જાવાળો નવ્વાબ.
**પરવીં**—એક નાવારેસ છોકરી, અશરફની માશુક.
**બીજલી**—દમડીબેગની દાસી.
**સલીમાં**—બાકરની બૈરી.

**કોતવાલ, પહેરેદાર, નીકાહખાહ વીગેરે.**

**સ્થળ—જંજીબાર.**

# અંક પેહેલ્લો.

——:o:——

## ગાયન ૧.

જગપતી, તુ મોરા મન સોગ હર
શમસોં તારન દુખસોં ઉદ્ધારન હીરદે કરદે પરસન સરજન
રહસ રહસકો સંજોગ કર.
દુખ બરસે ધરસે દરસે જીયરા પીરા
સો દુખી છીન છીન નીસદીન સુખબીન
માત બીના પીતા દેત હય શીક્ષા
કૌન સુને અબ હમરી બીપતા તુમહી બીસારો મનકો ચીંતા.

## ગાયન ૨.

ફીતરતવાલા-હીકમતવાલા ચલતા પુરજા હું ઐયાર
બીખધર કાલા જહરકા પ્યાલા જમધર ખંજરકા હું વાર.
આફત ઢાઉં ઘરભરપર દુખગમ છાઉં હરસરપર
ગારત લાઉં દરજરપર સબસે બહડકર હું મક્કાર.

## ગાયન ૩.

મારો મારો હાં નીશાનજી મીટાઓ ઘર દર જર સર સભી
ચાલેંજી દીખાઓ ઘાત કરો કરો.
કોઇ ન છુટે ઇનસાન અયસા ભારી દામ બીછાઓ
ફાંસો ફાંસો જરદાર હય ચીડીયા
પાઇએ દીન ધરમ કરમ શરમકો કરો દુર અભી.

## ગાયન ૪.

હાર રહા કર લાખ જતનકો, સુખ પાવનકી આસ ગંવાઇ.
પીત કલેસ દીખાવન લાગી ઘેર લીયો દુખ આનકે મનકો
હોય ગઇ સબ નગરી બયરી છાંડ ચલે નીરઆસ વતનકો.

## ગાયન ૫.

મએકા છાંડે કૌન મન્દરવા છાએ રહેરે પીયા
રયન અંધારી કારી ધુતારી ઠગારી સારી ધડ્કત મોરા જીયા.
પાપી પપીહા પ્યાસો હય મોરે પ્રાનકો
જાનકો કરે પી હરે જી બહડે બીરહા બીથા
ધનશ્યામપે ઉસનામપે હું બલહારી દરશનબીન મન,
તડપત સરજન ભટકત બનબન
સનનનનન હોવત હીયા.

## ગાયન ૬.

જાવો જાવો મોહે દાનાઇ ચતરાઈ, દીખાઇજી દીખાઇ,
પતીયાં બતીયાં ધતીયાં મોરી સમજમે આઈ.
સુની તેહારી સીખસારી બીખવારી
લજીયા લૂટનહારી નાકારી બાજારી
ઉનબીન કરીયાં દુખ ભરીયાં જરીયાં મરીયાં ધીર ધરીયાં
હરબારી ધ્યાન ગ્યાન જાન સારી
શ્યામ નામપે વારી.

## ગાયન ૭.

જાલીમ અજબ હય યેહ અયસા કહર ઢાએ
બહેકાએ ભડકાય મુજી રીઝાલા.
અયસા કરૂં રંગ હો રંગ સબ ભંગ
હો જાય મદભંગ એહ ફૂઅલવાલા.

## ગાયન ૮.

દુલનીયા બના રહે તેરા રાજ.
ચુનચુન કલીયાં મય સેજ બીછાવું સોવે સાસજીકા છૈયા
નનંદકા ભૈયા હમારા સૈયાં ગલે બીચ બૈયાં.
સોનેકા ઘડ્વા ગંગાજલ પાની પીએ સાસજીકા છૈયા
નનંદકા ભૈયા હમારા સૈયાં ગલે બીચ બૈયાં.

### ગાયન ૯.

ચલતા પુરજા હું અઇયાર હીકમત ફીતરતકા સરદાર,
છલતા ચલતા હું સંસાર જગમે યકતા હું હોશયાર.
જીસપર ડાલા મયને દામ કરકર છોડા અપના કામ
જગમે જાહીર જાલીમ નામ સરવર સબ મક્કારીકા.

### ગાયન ૧૦.

દેખો બુહડા બીન્જ્જુકી તરહ આંખે દીખાય
વાહ વાહ મુઝે બાતેં સુનાય લો ખાનેવાલી બતાય.
યેહ બુહડા મુઆ ખાનેવાલી બતાય
કાલે મુંહકા ધૂસ વાહી મખ્ખીચુસ
જરતા ન મરતા હય તોડતા ખટોલીયાં
દમડીપે શાન દે પાઇપે આન દે પયસોંપે જાન દે જરપર ઇમાન દે
હાય હાય કીયે જાય ખાના ન દાના ખાય વાહવા મુઝે બાતેં સુનાય.

### ગાયન ૧૧.

તેહારે મન્દીરે રામા દીપક જરે.
દોત કલમ ઔર સ્યાઇ મંગાઇ પુરજા બની લીખાઇ
પહેલે નામ લીખો રામ અપનો દુજે લીખત લછમનકી લરાઇ.

### ગાયન ૧૨.

મોરા બારા જોબનવા રૂપ રંગ લાયો કાન દેખ લલચાયો.
કીના ન બયના તો મારે નયના સયનાસો રયના બુલાયો.
રાત ગાત ખુલ ગયો લાજ બાત ખુલ ગયો
જોબન લુટો મોરા કર ફન્દ
પ્યારા નન્દ નન્દ ઉસીસે આનન્દ વાકો મુખચન્દ મન બસો
નન્દકે દુલારે બ્રજકે પીયારે કરકે ન્યારે ઢંગ મન લુભાયો.

### ગાયન ૧૩.

સાજના ધર ધુન સુન ગુન મતગીન નીરગુન બન બુધમાની.
સંકટ લીના પરગટ કીના અવગુન કોઉ નાહી પીયા

હું અબલાઇ ઔર દુખદાઇ સરન સહાઇ ખોય દીયા
જી નીસદીન પલછીન દુરગત નીરખત હય, રાજના.
મન સમઝાવો વહમ ન લાવો; પ્રેમકી મારી અતી સતવારી
હોવત હય અન લાજના.

## ગાયન ૧૪.

જા જા હટ અનલાજી નટખટ પાજી દૂર દૂર બદજાત
પ્યારી લાચારી હમ પલ પલ સીતલ નગરી ડગરી પાત
તનસુખવારા મનસુખવારા ધનસુખવારા તુજપર સારા
તાપર કીની હમસંગ નીસદીન ઘાત.
નાગર ચાતુર હટ અનપીત નારી દયાસ બીસારી
થુ થુ બાજારી શોહદી આવારી લુચ્ચી નાકારી
બસ બસ દુરગતી મોહકી સુરસતી
પ્રેમકી ભકતી હો નહી સકતી કયા હય બકતી.

## અંક પેહલ્લો તમામ.

# વાંચો ! વીચારો ! ખાતરી કરો !



મી૦ રતનજી પાલનજી ખટાઉ જેઓ નજદીક **૧૦ વરસ સુધી** મુંબઇની જાણીતી **વેસ્ટ એન્ડ વૉચ કુ૦** તેમજ **ઘડીઆલીઓ** મેસરસ **ગ્રુંડ એન્ડ બ્લોકલી** તથા બીજી ઘડીયાલની જાણીતી દુકાનોપર કામ કરી **તેઓને ત્યાંથી કુશળતાની સરટીફીકેટો** મેલવી હાલ પોતે ગ્રાંટરોડ, તારદેવ, વાલકેશ્વર, ખંબાલા હીલ, ગીરગામ, ખેતવાડી વગેરે લતાના રેહેવાશીઓની સગવડસારૂ સારા પાયાપર ઘડીયાલીની દુકાન ઉઘાડી છે. જ્યાં તરેહવાર જાતના જાણીતા મેકરોના પૅાકેટ વૅાચીઝ, નાના મોટાં ટાંગવાના તથા બેઠકના ક્લોક, ટાઈમપીસ, ઉંચી કીસમના રોલડ પ્લેટના તેમજ ખરી ચાંદીના છેડાઓ, લાકેટો ચારમસ, બટનો વગેરે ઘણુંાજ કીફ્રાયત ભાવે મલશે.

**ધ્યાનથી વાંચજો**:—આજકાલ મુંબઈ શેહેરમાં **ઘડીયાલીઓ** તો **દગલે ને પગલે છે**. પણ હમો હીંમતથી કહીએચ કે **૯૫** ટકા જેટલા તેમાં **લે ભાગુઓ** (એટલે ઉપર ટપકેનું કામ કરનારા) છે. તેવા ઘડીયાલીઓનાં **હાથમાં** ઘડીયાલ **આપવું** તેના કરતાં **નવું ઘડીયાલ** લેવાની લોકોને હમો ભલામણ કરીયે. હમો હમારે મોઢે હમારી બડાઇ ન કરતાં ફક્ત હમારી દુકાને પધારી **હમારા કામની સરટીફીકેટો** જોઇ જવાની સોખીનોને ભલામણ કરીયેચ જે વાંચવાથી તુરત જણાશે કે **દસ વરસ** સુધી વેલાતના **કસાયલા યુરોપીયન ઘડીયાલીઓ**ની તકેદારી હેઠલ કામ કરી ઘડીયાલની બાબતમાં **પકકી માહીતગારી** મેલવી દુકાન ખોલવાની **હીંમત કીધી છે**; જેથી **ઘડીયાલ, મ્યુઝીકબૅાકસ આરગીન ઇલેક્ટ્રીક લેંપ** વગેરેમાં ગમે એવું અગડું કામ હોશે તે પણ હમો કરી આપશું.

બીજું હમો જણાવવાને મગરૂર છૈયે કે હમુને દુકાન ખોલવાને **ફકત બે વરસ** ગુજરીયાંચ તેટલી **ટુંક મુદતમાં વગર માંગવે** સંખ્યાબંધ સરટીફીકેટો હમારા કદરદાન ઘરાકો તરફથી મેલવી છે જે હમારા કામની મોટામાં મોટી ફતેહ દેખાડે છે,

**ખાસ ખબર**:—હમારી દુકાને **મોહ માગયું દામ લઈ મન પતીજ કામ** કરી આપવામાં આવે છે જે બાબે ફકત **એકજ** વખત કામ પાડી ખાતરી કરવી.

## આર. પી. ખટાઉ વૅાચ કુંપની.

**નંબર ૪૦, નાના શંકર ચાલ ગ્રાંટરોડ પુલની સાંમે.**

# અંક બીજો.

———:o:———

## ગાયન ૧૫.

જાકો પીયુ અનારી જુવા ખેલેરે અરે હાંરે ઉસ પાપીકે સોગમાં
નારી બેચારી દુખ ઝેલે હાય દૈયા નીરદૈયાસોં પીતી
દીન રતીયાં નીર અંખીયાં હંસે સખીયાં ફાટે છતીયાં હાં પ્રાન લે લે.
અયસેકી પીત કટારીકા મરના, બેચે ગહેના પાતા જાય મોહે રૂલવાય
અરે હાય હાય બીધાતા સંગ જુવારી દેખ મય હારી ન્યારી ખારી હાયરે
ઝમેલે.

## ગાયન ૧૬.

એ બીજલી તોપે ચમક ચમક ચમકાઉં ગોર રૂપઇયા.
મોરી જાન તોપે કુરબાન કરૂં દીલજાન, મરા ભગવાન.
આજ મોહે ઇન્દરાસન મીલ ગયો નાચ બીજરીયા નાચ
નાચું નાચું મોરે સરતાજ મોરે મહારાજ રૂપા તોરે કાજ.

## ગાયન ૧૭.

ગોરે મુખપર તન મન ધન બલહાર કીનોરે
તોરે કારન બનુંગી ગોવાલની.
ધરૂં ગાગર નટ નાગર દધ ભરકર સઓઆર.
સરપે ગાગર મોરે ઓર પાઉંમે પએંજન સોહે
આંખ અંજનકી ઝલક હાતમે કંગન સોહે
અયસો રૂપા પીયા સુખરાજ કરે તનમનમે
જયસો આનન્દ કરે નન્દકુંવર સખીયનમે
ચાલ ઢાલ છલબલકી ચલકર કહુંગી બોલ હરબાર.
કાહ,—દુધ લે દુધ.

## ગાયન ૧૮.

મોરા છએલા છબીલા સાંવરીયા જાન
રૂપા પ્યારા મતવારા બાંકે નયનાકી લાગે કટરીયા જાન.
વાહવા રંગ રસીલા હય નુકીલા ચટકીલા છબીલા હટીલા
ગમજનકે મારે હમરા ભુરકુસ નીકાર ડાર્યો
ગંગા કસમ લલાઇન હમકા તો માર ડાર્યો
લુટે જોબન ફબન જતનસે વારી વારી વારી જાઉં.

### ગાયન ૧૯.

સુનરી હટીલી નારી કહતહું—બારી બારી
તજ બાત કટીલી મોરી સુનલે હટીલી ગોરી
જાન જીગરકો જલાએરી મોરી ન સુની.
એગુન પર કાહે મરતી હય હટ કીએ
કયસી તોરી મત બઓરાય ગયરી ગોરી—
પાપી તુને દુરગુન જતન દીલમાને ઠાને
નાહી માનુ તોરી બાની મોરા જીયા કયું સતાએ મોરી ન સુની.

### ગાયન ૨૦.

ધર્મકો શર્મ ન માની બન ન રખી પરખી હમને
યેહ જગ ગતવા સગરી
મધુર મધુર બચનવા સુનાએ ધતીયન જાલ બીછાએ
લજીયાં અજીયાં લુટનહારે સારે
પરભૂ બચાએ લાજ હમરી.

### ગાયન ૨૧.

દેખો પ્યારે કીનો ગુમાનવા નાહક ફેરે નયનવા સઇયાં
તનકા રંગ મનકા રંગ દેખ દો રંગ ભઇ મય દંગ
રસ ગઇયાં હમસે જી સઇયાં હાં સૌતન દીનો દરશનવા
શક આયો મોપે જાન બન ગયેજી કયસે પીતમ નાદાં
અનલજ બાની કયું માની કીની નાદાની તુમને જાની હાં.

### ગાયન ૨૨.

મોરી પયસેવાલી જાન તુજપે મય કુરબાન
નીપટ નીડર નકર મોપર યું બદનઝરીયા
સરપર બીઠાઉંગા ખીદમત બજાઉંગા
તુહી ભઇયા તુહી મઇયા તુહી દઇયા તુહી છઇયા
ઓ ભાગવાન મોહે તોરાહી ધ્યાન
સદકે મય તેરે ઝુલફકે હર તાર તારકે
લટકા પડા હું પયસેકા દમ માર મારકે.

### ગાયન ૨૩.

મયતો પયસોંકે પીછે દીવાના હુવા જાન પયસોંકે
જારે જારે નાદાન લગે પયસોંકે બાન
કયું હય ખોતા અવસાન તેરે તીરોંકા જાની નીશાના.
રંગ રંગીલી છેલ છબીલી
હટ મુએ ઝટ મુએ પાજી નટ ખટ મુએ, દુર.
નહી, ઈસી ચોખટપે અબતો ઠીકાના હુવા, જાન પયસોંકે.

### અંક બીજો—તમામ.

# ખાકી તેલ.

——:o:——

આ તેલ એક પરોપકારી ફકીર ખાકીશાહનાં બતાવેલા ઉતમ નુસખા ઉપરથી બનાવેલું છે કે જે સંધીવા, ગઠીયોવા, ફલતર, કોઇ પણ સાંધાઓનું કળવું અને કમ્મરનું અકડી જવું તેમજ તુરતનાં લકવા વગેરે ઉપર ઘણુંજ અસરકારક છે. આ તેલનાં ઉપયોગીપણાં અને અગત્યતા વીશે તારીફ કરવાની જરૂર નથી કેમકે—

"બડા બરાબરી ન કરે, ઔર બડે ન બોલેબોલ,
હીરા મુહસે ના કહે લાખ હમારો મોલ."

આ તેલનાં ઉતમ ગુણોએ એને ઘણાજ થોડા વખતમાં પ્રસીદ્ધતા આપી છે અને ભરોસેદાર ઇલાજ તરીકે પોતાની નામનાં ફેલાવી છે અને વધુ ફેલાવો કરશે.

હમોને મળેલી વીદ્વાન દાકટરો તેમજ સાજા થયલા દર્દીઓની સરટીફીકેટ જેઓને જોવાની ખાહેશ હશે તેઓને એ તેલનાં બનાવનાર મી૦ જહાંગીર ફરામજી માંદનને એક પોસ્ટ કાર્ડ લખી મંગાવ્યાથી વધુ ખાતરી થશે.

એકલા બનાવનાર.

**મી૦ જહાંગીર ફરાંમજી માંદન.**

વાડીઆની ચાલી, સન મીલની પાસે,

**પરેલ.**

તેમજ નીચે જણાવેલે ઠેકાણેથી પણ મળશે.

**કોટ**—મેશર્સ રાલ્ટ કુા૦, મીન્ટ રોડ.

**બાહાર કોટ**—મેસર્સ એદલજી બ્રધર્સ, તથા મેસર્સ દારાં બ્રધર્સ. શેખ મેમણ સ્ટ્રીટ. મેસર્સ એમ. ટી. માદન અબદુલ રહેમાંન સ્ટ્રીટ.

**ચંદનવાડી**—મી૦ અરદેશર પેસ્તનજી હાડવૈદ. તથા એસ. બ્રધર્સ ધોબીતલાવ.

**કાલબાદેવી**—મેસર્સ લોશન કુા૦.

**ગ્રાંટરોડ**—મેસર્સ એન્ડરશનની કુા૦.

**ભાયખલા**—મેસર્સ એન. પાવેલની કુા૦.

## અંક ત્રીજો.

---:o:---

### ગાયન ૨૪

અગર હો રબ યાર હો તબ પ્યાર કપટી નીપટ ચંચલ
કરત છલબલ કરત મંગલ જગતમે મક્કાર
નીહુર જંગી ચતુર ઢંગી કરત જગમજ નીત દુરંગી
ફન્દ કરકે બનત સંગી સીતમગર અઇયાર.
તબર મારૂં સીર ઉતારૂં સગર પરસોં જીગર વારૂં
મથન કરકે બીથન ટારૂં ફતાહ હો હરબાર.

### ગાયન ૨૫.

છલસોં લાજ મોરી સગરી ગંવાઇ દુર નીલજ કાહે કરત ઢીટાઇ
મચકા બાટ ચલત ફનસો ઉલઝાયો છલબલ કીયો
પકડ હાત કરત ઘાત બદજાત સુન કપટી જાન લીયારે
તેરી દાનાઇ ચતરાઈ બનાઇ.

### ગાયન ૨૬.

મગન મગન રાજન સાજન આવત હય પ્યારા
હાં ન્યારા પ્યારા અફલાકકા તારા મહેપારા
નગર ડગર ચમન ચમન ખીલી ખુશીયનકી કલીયાં
આવે આવેજી શાહેજીશાન ફુલે ફલે દરબાર યેહ નીદાન
રેહ નીત કાયમ નામો નીશાન બલબલ નગર સગર
સબ તુજપર આલીજાહ આલમઆરા

### ગાયન ૨૭.

બદ કામોકા બદ નામોકા બદ હોતા હય અંજામ
ગર બશરને પુર ખતરને જરપે મરકે જુલ્મ કરકે
દાગવર કીસી બશરકા દીલ જીગરકા કીયા,
કરકે શર મગર ગુજર ગયા હલાક હુવા
દીલચાક હુવા ગમનાક હુવા તનખાક હુવા,
ન્યારી અઇયારીસે જારીસે ખારીસે યારી મક્કારીસે
દૌલત જો કમાઇ કામો કુછ ન આઇ
જગમે જગ હંસાઇ હશ્રમે રૂસવાઇ.

**તમામ શુદ.**

# સાંભળોછ કે જી!

તમારી સાડી બદીઆંન ઇજાર અને તમારાં બચ્ચાંના રેશમી ફ્રોક કોટ વીગેરે રેશમી કપડાં, હમો

## દેશાઇની કુંપની

નવી જાતના જમહકદાર અને દીલપસંદ રંગોથી હાલની સુધરેલી રીત પ્રમાણે રંગી આપીએ છીએ. રંગ પાકો અને ઉડી નહી જાય તેવો ને વળી સસતો.

## સમજીઆં કે જી!

**ધોવાનું ખાતું** રેશમી તેમજ ગરમ તેમજ જરીનાં કપડાં ઉત્તમ પ્રકારના ધોવામાં આવે છે. કોટ અને પાટલુન ધોવરાવી તો જુઓ સાહેબ.

**ઠેકાણું નવાં આતસ બેહરાંમની પાસે,**

ધોબીતલાવ દેશાઇની કુ૦

**મુંબઇ.**

# COOVERJEE D. MISTRY.

## BOMBAY.

મનપસંદ ફોલડીંગ તથા કોટેજ હારમોનીયમો
ઑરડરથી બનાવી આપીશું.




અમારા કારખાનાની એકવાર ભેટ લેવાથી
ખાતરી થશે.

# હારમોનીઅમ.

વાજીંત્ર અને ગાયણની ઉત્તમ કળા હાંસલ કરનાર **માનવંત શોખીન ધરાકોને** જાહેર કરવાની હમો રજા લેયે છેયે કે **હિન્દની હવાને** **અરની** ખાસ બનાવેલી **ટકાઉ મધુર** અને **કીફાયત ફોલડીંગ** તથા **કોટેજ હારમોનીયમો રીઅલ ઇંગલીશ બીચવુડના કી-બોર્ડ સાથે** હમારા કારખાનામાં અમારી પોતાની દેખરેખ હેઠલ બનાવવામાં આવે છે, તેથી **સર્વે** ખરીદદાર સદ ગ્રહસ્થોને અરજ કરવામાં આવે છે કે બીજાને **ત્યાંથી** **હારમોનીયમો** ખરીદ કરવા આગમજ હમારે ત્યાંથી એકવાર ખરીદ કરી ખાતરી કરવી.

મુંબઇની તેમજ બહારગામોની દરેક **જાહેર નાટક** કુ૦ માં અમારા **હારમોનીયમો** હાલ ચાલુ વપરાસમાં છે એજ અમારા **હારમોનીયમના** **બહોલા ખપની** તથા **ટકાઉપણાની** અને **અમારા નામ** તથા **કામની જાહેર સરટીફીકેટ છે.**

**કુંવરજી દા. મીસતરી.**

**ઠેકાણું**—ખેતવાડી ૭ મી ગલી,—**મુંબઈ.**